# હઝરતજી કી યાદગાર તકરીરેં






નુરાની કુતુબખાના
છાપી : ૩૮૫૨૧૦ ડી. (બનાસકાંઠા)

بسم الله الرحمن الرحيم

# હઝરતજી કી યાદગાર તકરીરેં

# મુસલમાનોને ઉમ્મત બનવાની દા'વત



*[હઝરત મવલાના મુહમ્મદ યૂસુફ સાહબે (રહ.) પોતાની વફાતથી ત્રણ દિવસ પહેલાં અર્થાત ૨૬ મી ઝિલ્કદ (મુતાબિક ત્રીજી માર્ચ) મંગળવારના દિવસે, ફજરની નમાઝ પછી રાયવંડ (જી. લાહોર)માં એક મહત્વની તકરીર કરી હતી (એ આપના જીવનની એક અંતિમ મહત્વની તકરીર હતી.) જે આ હેઠળ આપવામાં આવે છે.]*

* ——————————— *

'જુઓ, મારી તબીઅત ઠીક નથી. આખી રાત મને ઊંઘ નથી આવી, તે છતાં ઝરૂરી સમજીને બોલી રહ્યો છું. જે સમજીને અમલ કરશે, અલ્લાહ તઆલા તેને ઝળકાવશે, નહિતર પોતાના પગો પર કુહાડી મારશે.

આ ઉમ્મત અથાગ પરિશ્રમથી બની છે. તેને ઉમ્મત બનાવવામાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને સહાબએ કિરામે (રદિ.) ઘણી વિટંબણાઓ સહન કરી છે અને તેમના દુશ્મન યહૂદ અને નસારાએ હંમેશા તેની કોશિશ કરી છે કે મુસલમાન એક ઉમ્મત ન રહે; બલકે છિન્નભિન્ન થઈ જાય. હવે મુસલમાન પોતાનું ઉમ્મતપણું (અર્થાત્ ઉમ્મત થવાના ગુણ) ખોઈ ચૂકયા છે. જ્યાં લગી એ ઉમ્મત બનેલ હતા, થોડાક લાખ સમગ્ર વિશ્વ પર ભારે હતા. એક પાકું મકાન ન હતું, મસ્જિદ સુદ્ધાંય પાકી ન હતી, મસ્જિદમાં ચિરાગ સુદ્ધાં બળતો ન હતો, મસ્જિદે નબવીમાં હિજરતના નવમે વર્ષે ચિરાગ બળ્યો છે. સૌ પ્રથમ દીવો સળગાવનારા તમીમદારી (રદિ.) છે. તેઓ હિ. સ. ૯માં ઈસ્લામ લાવ્યા અને હિ. સ. ૯ લગી લગભગ સમગ્ર અરબ ઇસ્લામમાં દાખિલ થઈ ચૂકયું હતું. વિવિધ કવમો, વિવિધ ભાષાઓ, વિવિધ કબીલા એક ઉમ્મત બની ચૂકયા હતા. તો જ્યારે આ સર્વ કાંઈ થઈ ગયું ત્યારે મસ્જિદમાં ચિરાગ સળગ્યો; પરંતુ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જે હિદાયતનું નૂર લઈને પધાર્યા હતા, તે સમગ્ર અરબ, બલકે તેની બહાર પણ પ્રસરી ચૂકયું હતું અને ઉમ્મત બની ચૂકી હતી. પછી એ ઉમ્મત ઉઠી, જે તરફ નીકળી, દેશના દેશ ચરણોમાં આવીને પડયા. એ ઉમ્મત એ પોતાની બિરાદરી, પોતાના પક્ષ, પોતાની કવમ, પોતાના વતન, પોતાની ભાષાનો હામી ન હતો, માલ મિલ્કત કે પત્ની બાળકો પ્રતિ જોનારો પણ ન હતો; બલકે પ્રત્યેક

જન માત્ર એ જોતો હતો કે અલ્લાહ અને રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ શું ફરમાવે છે. ઉમ્મત ત્યારે જ બને છે, જ્યારે અલ્લાહ અને રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના હુકમના મુકાબલામાં સર્વ સગાઇ અને સંબંધો કપાઇ જાય. જ્યારે મુસલમાન એક ઉમ્મત હતા, તો એક મુસલમાનના કત્લ થઇ જવાથી સમગ્ર ઉમ્મત હાલી ઉઠતી હતી. હવે હઝારો–લાખોના ગળાં કાપી નાંખવામાં આવે છે અને કોઇનું રૂંવાટું પણ ફરકતું નથી.

ઉમ્મત કોઇ એક કવમો અને એક પ્રદેશના રહેનારા-ઓનું નામ નથી; બલકે સેંકડો–હઝારો કવમો અને પ્રદેશોથી જોડાઇને ઉમ્મત બને છે જે કોઇ એક કવમ યા એક પ્રદેશને પોતાનો સમજે છે અને અન્યોને પારકા સમજે છે, તે ઉમ્મતને ઝુબ્હ કરે છે અને તેના ટુકડા કરે છે, હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને સહાબા (રદિ.)ની મહેનત પર પાણી ફેરવે છે. ઉમ્મતને ટુકડે ટુકડા થઇને પ્રથમ ખુદ આપણે ઝુબ્હ કરી છે. યહૂદ અને નસારાએ તો તેના પછી એ કપાયલી ઉમ્મતને કાપી છે. અગર મુસલમાન હવે પાછા ઉમ્મત બની જાય, તો જગતની ચુકતે તાકતો પણ મળીને તેમનો વાળ વાંકો કરી શકે એમ નથી. એટમ બૉમ્બ અને રૉકેટ તેમને ખત્મ ન કરી શકશે, પરંતુ તે અગર કવમી અને પ્રાદેશિક સંકુચિતતાના કારણે પરસ્પર ટુકડા કરતા રહ્યા, તો ખુદાની કસમ ! તમારાં હાથિયાર અને તમારી ફવજો તમને બચાવી શકશે નહિ.

મુસલમાન સમગ્ર જગતમાં એટલા માટે માર ખાઇને



મરી રહ્યો છે કે તેણે ઉમ્મતપણાને ખત્મ કરીને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની કુર્બાની પર પાણી ફેરવી દીધું છે. હું આ દિલના ગમની વાતો કહી રહ્યો છું. સર્વતબાહી એ કારણે છે કે ઉમ્મત ઉમ્મત ન રહી, બલ્કે એ પણ ભૂલી ગયા કે ઉમ્મત શું છે અને હુઝૂરે સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ શી રીતે ઉમ્મત બનાવી હતી ?

ઉમ્મત થવા માટે મુસમાનોની સાથે ખુદાઈ મદદ થવાના માટે માત્ર એ પૂરતું નથી કે મુસલમાનોમાં નમાઝ હો, ઝિક્ર હો, મદ્રસહ હો, મદ્રસહની તા'લીમ હો. હઝરત અલી (રદિ.)નો કાતિલ ઇબ્ને મુલ્જિમ એવો નમાઝી અને એવો ઝાકિર (ઝિક્ર કરનાર) હતો કે જ્યારે તેને કત્લ કરતી વખતે ગુસ્સે ભરાયલા લોકોએ તેની જીભ કાપવા કરી, તો તેણે કહ્યું :

'સર્વ કાંઇ કરી લો; પરંતુ મારી જીભ ન કાપો. જેથી જીવનના અંતિમ શ્વાસ લગી હું તેનાથી અલ્લાહનો ઝિક્ર કરતો રહું'.

તે છતાં હુઝૂરે સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે અલી (રદિ.)નો કાતિલ મારી ઉમ્મતનો સૌથી મોટો સંગદિલ અને અતિ બદબખ્ત માણસ થશે અને મદ્રસહની તા'લીમ તો અબુલ ફઝલ અને ફયઝીએ પણ હાસિલ કરી હતી અને એવી હાસિલ કરી હતી કે કુર્આને પાકની તફસીર બેધડક લખી નાંખી, જો કે તેમણે જ અકબરને ગુમરાહ કરીને દીનને બરબાદ કર્યો હતો. તો જે વાતો ઇબ્ને મુલ્જિમ, અબુલ





ફુઝુલ અને ફુચઝીમાં હતી, તે ઉમ્મત બનવા માટે અને ખુદાની ગયબી મદદના માટે શી રીતે પૂરતી થઇ શકે છે ?

હઝરત શાહ ઇસ્માઇલ શહીદ (રહ.) અને હઝરત સય્યિદ અહમદ શહીદ (રહ.) અને તેમના સાથીઓ દીનદારીના લિહાઝથી સર્વોત્તમ સંગ્રહ હતા. તેઓ જ્યારે સરહદી પ્રદેશમાં પહોંચ્યા અને ત્યાંના લોકોએ તેમને પોતાના વડા બનાવી લીધા, તો શયતાને ત્યાંના અમુક મુસલમાનોના દિલોમાં એ વાત નાંખી દીધી કે એ અન્ય પ્રદેશના લોકો, તેમની વાત અહિં શાને ચાલે, તેમણે તેમની વિરુદ્ધ બળવો કરાવ્યો, તેમના કેટલાય સાથીઓને શહીદ કરી નાખવામાં આવ્યા અને એ પ્રમાણે સ્વયં મુસલમાનોએ પ્રાદેશિક પાયા પર ઉમ્મતપણાને તોડી નાંખ્યું. અલ્લાહે તેની સઝામાં અંગ્રેજોને પાથરી દીધા, એ ખુદાનો અઝાબ હતો.

યાદ રાખો, મારી કવમ, મારો પ્રદેશ અને મારી બિરાદરી એ સર્વ ઉમ્મતને તોડનારી વાતો છે અને અલ્લાહ તઆલાને એ વાતો એટલી નાપસંદ છે કે હઝરત સઅદ બિન ઉબાદહ (રદિ.) જેવા મહાન સહાબીથી એ વિષે જે ગલતી થઇ (જે અગર દબાઇ ન ગઇ હોત તો તેના પરિણામે અન્સાર અને મુહાજિરોમાં ભેદભાવ પડી જાત.) તેનું પરિણામ હઝરત સઅદ (રદિ.)ને દુનિયામાં જ ભોગવવું પડયું. રિવાયતોમાં છે કે તેમને જિન્નાતે કત્લ

કરી નાંખ્યા અને મદીનહમાં એ ધ્વનિ સંભળાયો અને બોલનાર કોઇ નઝરે ન પડયું :

'અમે કબીલા ખઝરજના સરદાર સઅદ બિન ઉબાદહ (રઝિ.)ને મારી નાંખ્યો. અમે તેને તીરનું નિશાન બનાવ્યો, જે ઠીક તેના દિલ પર લાગ્યું.'

એ ઘટનાએ દ્રષ્ટાંત પૂરું પાડયું અને સબક આપ્યો કે સારામાં સારો માણુસ પણ અગર કવમ યા પ્રદેશના પાયા પર ઉમ્મતપણાને તોડશે તો અલ્લાહ તઆલા તેને તોડીને મૂકી દેશે.

ઉમ્મત ત્યારે બનશે જયારે ઉમ્મતના સર્વ વર્ગો વિના ભેદભાવે તે કામમાં લાગી જાય, જે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે કર્યાં છે. યાદ રાખો, ઉમ્મતપણાને તોડનારી વસ્તુઓ, વર્તન-વ્યવહાર અને સામાજિક ખરાબીઓ એક વ્યક્તિ યા વર્ગ જયારે બીજાની સાથે અન્યાય અને ઝુલ્મ કરે છે અને તેનો પૂરો હક તેને નથી આપતા યા તેને તકલીફ પહોંચાડે છે યા તેનું અપમાન અને માનહાનિ કરે છે તો ભેદભાવ ઉપસ્થિત થાય છે અને ઉમ્મતપણું તૂટે છે. આથી હું કહું કે માત્ર કલિમહ અને તસ્બીહથી ઉમ્મત ન બનશે. ઉમ્મત વર્તન વ્યવહાર, સમાજની-સુધારણા, સૌનો હક અદા કરવા અને સૌનું સન્માન જાળવવાથી બનશે; બલકે ત્યારે બનશે, જયારે અન્યોના માટે પોતાનો હક અને પોતાનું હિત કુર્બાન કરવામાં



આવશે. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ હઝરત અબૂ બક્ર (રદિ.) અને હઝરત ઉમરે (રદિ.) પોતાનું સર્વસ્વ કુર્બાન કરીને અને પોતાની ઉપર દુઃખો સહન કરીને આ ઉમ્મતને ઉમ્મત બનાવી હતી. હઝરત ઉમર (રદિ.)ના ઝમાનામાં એક દિવસ લાખો-કરોડો રૂપિયા આવ્યા. તેની વહેંચણીનો સલાહ-મશ્વેરો થયો તે સમયે ઉમ્મત બનેલી હતી. એ સલાહ મશ્વેરો કરનાર કોઈ એક જ કબીલા યા એક જ વર્ગના ન હતા; બલકે વિવિધ વર્ગો અને કબીલાઓના તે લોકો હતા, જેઓ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સુહબતની દ્રષ્ટિએ મોટા અને ખાસ સમજવામાં આવતા હતા. તેમણે મશ્વરાથી પરસ્પર નક્કી કર્યું કે વહેંચણી એ પ્રમાણે થાય કે સૌથી વધુ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના કબીલાવાળાઓને આપવામાં આવે, તેના પછી હઝરત અબૂબક્ર (રદિ.)ના કબીલાવાળાઓને, પછી હઝરત ઉમર (રદિ.)ના કબીલાવાળાઓને. આ પ્રમાણે હઝરત ઉમર (રદિ.)ના સગાં-સંબંધીઓ ત્રીજે નંબરે આવ્યા. જ્યારે આ વાત હઝરત ઉમર (રદિ.) સમક્ષ રજૂ કરવામાં આવી તો આપે એ મશ્વરાનો સ્વીકાર ન કર્યો અને ફરમાવ્યું :

'આ ઉમ્મતને જે કંઈ મળ્યું છે અને મળી રહ્યું છે, હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના કારણે અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સદકે મળી રહ્યું છે. આથી બસ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સંબંધને ધોરણ બનાવવામાં આવે, જે નસબમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી વધુ નિકટ હો તેમને વધુ આપવામાં આવે. જે બીજા, ત્રીજા, ચોથા નંબરે હો, તેમને તે જ નંબર પર





શખવામાં આવે. આ પ્રમાણે સૌથી વધુ બની હાશિમને આપવામાં આવે, તેના પછી બની અબ્દે મુનાફને, પછી કસાની અવલાદને, પછી કિલાબને, પછી કઅબને; પછી મુર્રહની અવલાદને.'

આ હિસાબથી હઝરત ઉમર (રદિ.)નો કબીલો પાછળ પડી જતો હતો અને તેનો ભાગ ઘણો ઓછો થઇ જતો હતો; પરંતુ હઝરત ઉમરે (રદિ.)એ જ ફેંસલો કર્યો અને માલની વહેંચણીમાં પોતાના કબીલાને આટલો પાછળ નાંખી દીધો. આ પ્રમાણે બની હતી આ ઉમ્મત !

ઉમ્મત બનાવવા માટે એ ઝરૂરી છે કે સૌની એ કોશિશ હો કે આપસમાં જોડ હો, ફૂટ ન પડે.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની એક હદીસનો વિષય છે :

'કિયામતમાં એક માણસને લાવવામાં આવશે. જેણે દુનિયામાં નમાઝ, રોઝહ, હજ્જ, તબ્લીગ સર્વ કાંઇ કર્યુ હશે, પરંતુ તેને અઝાબમાં નાખવવામાં આવશે. કેમકે તેની કશી વાતે ઉમ્મતમાં ભેદભાવ નાખ્યો હશે, તેનાથી કહેવામાં આવશે.'

'પ્રથમ તારા તે એક શબ્દની સઝા ભોગવી લે, જેના કારણે ઉમ્મતને નુકસાન પહોંચ્યું.'

એક બીજો માણસ હશે જેની પાસે નમાઝ, રોઝહ, હજ્જ વિગેરેની ઘણી કમી હશે અને તે ખુદાના અઝાબથી ઘણો ડરતો હશે; પરંતુ તેને ઘણા સવાબથી નવાઝવામાં આવશે. પોતે પૂછશે :



'આ કૃપા મારા કયા અમલના કારણે છે ?' તેને દર્શાવવામાં આવશે :

'તેં ફલાણા પ્રસંગે એક વાત કહી હતી, જેનાથી ઉમ્મતમાં ઉપસ્થિત થનાર એક ફસાદ થંભી ગયો અને તોડના બદલે જોડ પેદા થઇ ગયો. આ સર્વ તારા તે જ શબ્દનો સિલો અને સવાબ છે.'

ઉમ્મતના બનાવવા અને બગાડવામાં, મંડન અને ખંડનામાં સૌથી વિશેષ દખલ જીભની હોય છે. એ જીભ દિલોને જોડે પણ છે અને ફાડે પણ છે. જીભથી એક વાત ગલત અને ફસાદની નીકળી જાય છે અને તેના પર લાઠી ચાલી જાય છે અને પૂરું રમખાણ ખડું થઇ જાય છે અને એક જ વાત જોડ જન્માવી દે છે અને તૂટેલા દિલોને મેળવી દે છે. આથી સૌથી વધુ ઝરૂરત તેની છે કે જીભો પર કાબૂ હો અને તે ત્યારે થઇ શકે છે, જ્યારે બંદો પ્રતિપળે તેને ખ્યાલ રાખે કે ખુદા પ્રતિપળે અને પ્રત્યેક સ્થળે તેની સાથે છે અને તેની દરેક વાતને સાંભળી રહ્યો છે.

મદીનહમાં અન્સારના બે કબીલહ હતા, ઔસ અને ખઝરજ. તેમનામાં પેઢીઓથી અદાવત અને લડાઇ ચાલતી હતી. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જ્યારે હિજરત કરીને મદીનહ પહોંચ્યા અને અન્સારને ઈસ્લામની તવફીક મળી તો હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની અને ઈસ્લામની બરકતથી તેમની પેઢીઓ જુની લડાઇઓ ખત્મ થઈ ગઇ અને ઔસ તેમ જ ખઝરજ દૂધ–સાકર થઈ ગયા. એ

નિહાળીને યહૂદીઓએ સ્કીમ બનાવી કે કોઈ રીતે તેમને ફરીથી લડાવવામાં આવે. એક મજલિસમાં, જેમાં બન્ને કબીલાના માણસ મવજૂદ હતા, એક કાવત્રાખોર માણસે તેમની પુરાતન લડાઈઓથી સંબંધિત કંઈક શે'ર ઉચ્ચારીને ઉશ્કેરણી પેદા કરી દીધી. પ્રથમ તો જીભો એક બીજાની વિરુદ્ધ ચાલી, પછી બન્ને તરફથી હથિયાર નીકળ્યાં. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી કોઈએ જઈને કહ્યું. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તરત જ ઘટના સ્થળે પધાર્યા અને ફરમાવ્યું :

'મારા હોવા છતાં તમે પરસ્પર રક્તપાત કરશો ?'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઘણો જ મુખ્તસર; પરંતુ દર્દ છલોછલ ખુત્બહ આપ્યો. બન્ને પક્ષકારોએ મહસૂસ કરી લીધું કે અમને શયતાને ભરમાવ્યા. બન્ને રડ્યા અને ગળે મળ્યા અને આ આયતો નાઝિલ થઈ :

યા અય્યુહલ્લઝીન આમનુત્તકુલ્લાહ હક્ક તુકાતિહી વલા તમૂતુન્ન ઈલ્લા વઅન્તુમ મુસ્લિમૂન.

અર્થાત્ : હે મુસલમાનો ! ખુદાથી ડરો, જેવું તેનાથી ડરવું જોઈએ અને મરતાં દમ લગી પૂરેપૂરા મુસ્લિમ અને ખુદાના આજ્ઞાંકિત બંદા બનેલ રહો.

જ્યારે માણુસ પ્રતિપળે ખુદાનો ખ્યાલ રાખશે, તેના કહેર અને ગઝબથી ડરતો રહેશે અને હરદમ તેની તાબેદારી કરશે, તો શયતાન પણ તેને બહેકાવી ન શકશે અને ઉમ્મત ફૂટથી અને સર્વ ખરાબીઓથી સુરક્ષિત રહેશે.

વઅ્તસિમૂ બિહબ્લિલ્લાહિ જમીઅંવ્વલા તફર્રકુ વઝકુરૂ નિઅ્મતલ્લાહિ અલયકુમ ઇઝ કુન્તુમ અઅ્દાઅન ફઅલ્લફ બયન કુલૂબિકુમ ફઅસ્-બહ્તુમ બિનિઅ્મતિહી ઇખ્વાના. વકુન્તુમ અલા શફા હુફ્રતિમ્મિનન્નારિ ફઅન્કઝકુમ મિન્હા.

અર્થાત્ : અને અલ્લાહની રસ્સીને અર્થાત્ તેની પાક કિતાબ અને તેના દીનને સર્વ મળીને મઝબૂતીથી પકડેલ રહો. અર્થાત્ પૂરી જમાઅત સહિત અને ઉમ્મત બનવાના ગુણ સહિત હળીમળીને દીનની રસ્સીને પકડેલ રહો અને તેમાં વળગેલ રહો અને કવમના પાયા પર યા ભાષાના પાયા પર, યા કોઈ અન્ય પાયા પર ટુકડે ટુકડા ન થાઓ અને અલ્લાહના તે એહસાનને ન ભૂલો કે તેણે તમારા દિલોની તે અદાવત અને દુશ્મની ખતમ કરીને, જે પેઢીઓથી તમારામાં ચાલી આવી રહી હતી, તમારા દિલોમાં પ્રેમ જન્માવી દીધો અને તમને પરસ્પર ભાઈ ભાઈ બનાવી દીધા અને તમે પરસ્પર લડતી વખતે દોઝખના કિનારે ખડા હતા. બસ, પડનાર જ હતા કે અલ્લાહ તઆલાએ તમને બાળવી લીધા અને દોઝખથી બચાવી લીધા.

શયતાન તમારી સાથે છે. તેનો ઇલાજ એ છે કે તમારામાં એક વર્ગ એવો હો, જેનો ધ્યેય જ ભલાઇની અને નેકીના પ્રતિ તેડવું અને પ્રત્યેક બુરાઇ તેમ જ ફસાદથી રોકવાનો હો :



વલતકુમ્મિન્કુમ ઉમ્મતુંય્યદ્‌ઉન ઇલલ્‌ખયરિ વયઅ્મુરૂન બિલ્‌મઅરૂફિ વયનૂ હવ્‌ન અનિલ્‌મુન્કર. વઉલાઈક હુમુલ્‌મુફ્‌લિહૂન.

અર્થાત્‌ : ઉમ્મતમાં એક વર્ગ તે હો, જેનું કામ અને વિષય જ એ હો કે તે દીન પ્રતિ અને હરેક પ્રકારના ખયર પ્રતિ તેડે. ઇમાનના માટે તેમ જ ખયર અને નેકીના માર્ગે ચાલવા માટે મહેનત કરતો રહે. નમાઝો પર મહેનત કરે, ઝિક્ર પર મહેનત કરે, હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના લાવેલ ઇલ્મ પર મહેનત કરે, બુરાઈઓ અને પાપોથી બચાવવા માટે મહેનત કરે અને એ મહેનતોના કારણે ઉમ્મત એક ઉમ્મત બનેલ રહે.

વલા તકૂનૂ કલ્લઝીન તફર્રકૂ વખ્તલફૂ મિમ્બઅ્દિ માજાઅત્‌ હુમુલ્‌બય્યિનાત. વઉલાઇક લહુમ અઝાબુન અઝીમ.

અર્થાત્‌ : જે લોકો એ હિદાયતોના પછી પણ શયતાનનું અનુકરણ કરીને અને અલગ અલગ માર્ગો પર ચાલીને મતભેદ જન્માવશે અને ઉમ્મતના ઉમ્મતપણાને તોડશે, તો તેમના પર ખુદાની સખ્ત માર પડશે. (વઉલાઇક લહુમ અઝાબુન અઝીમ)

દીનની સર્વ તા'લીમ અને સર્વ વસ્તુઓ જોડનારી અને જોડવા માટે છે. નમાઝમાં જોડ છે, રોઝહમાં જોડ છે,



હજજમાં કવમો, દેશો અને વિવિધ ભાષાઓવાળાઓનો જોડ છે. તા'લીમના વર્તુળ જોડનારા છે. મુસલમાનોનું સન્માન અને પરસ્પર પ્રેમ અને ભેટ સોગાતની લેણદેણ એ સર્વ જોડનારી અને જન્નતમાં લઈ જનારી વસ્તુઓ છે અને કિયામતમાં એ અઅમાલમાં મહેનતો કરનારાઓના ચહેરા નૂરાની થશે અને તેથી ઉલટ પરસ્પર 'દ્વેષ અને ઇર્ષ્યા, ગીબત, ચુગલખોરી, તવહીન, માનહાની અને દિલ-આઝારી એ સર્વ ફૂટ નાંખનારા અને તોડનારા તેમ જ દોઝખમાં લઈ જનારા અઅમાલ છે અને એ અઅમાલવાળા આખિરતમાં કાળમૂખા થશે...'

યવમ તબ્યદ્દુ વુજૂહુન વતસ્વદ્દુ વુજૂહ. ફઅમ્મલ્લઝીન સ્વદ્દત વુજૂહુહુમ અકફરતુમ બઅદ ઇમાનિકુમ ફઝૂકુલ્અઝાબ બિમા કુન્તુમ તકફુરૂન. વઅમ્મલ્લઝીનબ યદ્દત વુજૂહુહુમ ફફી રહમતિલ્લાહ. હુમ ફીહા ખાલિદૂન.

અર્થાત્ : જેમણે ફૂટ નાંખીને અને ફૂટવાળા અઅમાલ કરીને ઉમ્મતને તોડી હશે, તે કિયામતના દિવસે કબ્રોથી કાળમૂખા ઉઠશે અને તેમનાથી કહેવામાં આવશે કે તમે ઈમાન અને ઇસ્લામના પછી કુફ્રવાળાઓનો તરીકો અપનાવ્યો. હવે તમે અહિં દોઝખનો અઝાબ ચાખો અને જેઓ સન્માર્ગે ચાલતા રહ્યા હશે, તેમના ચહેરા નૂરાની અને ઝળકતા હશે અને તેઓ હમેશા અલ્લાહની રહમતમાં અને જન્નતમાં રહેશે.



મારા ભાઇઓ અને દોસ્તો ! આ સર્વ આયતો તે સમયે ઉતરી હતી, જ્યારે યહૂદે અન્સારમાં ફૂટ નંખાવવાની કોશિશ કરી હતી અને તેમના બે કબીલાઓને એક બીજાની સામે ખડા કરી દીધા હતા. એ આયતોમાં મુસલમાનોની પરસ્પરની ફૂટ અને લડાઇને કુફ્રની વાત કહેવામાં આવી છે અને આખિરતના અઝાબથી ડરાવવામાં આવ્યા છે, આજે સમગ્ર જગતમાં ઉમ્મતપણું તોડવાની મહેનત ચાલી રહી છે, તેનો ઇલાજ અને તોડ એ જ છે કે તમે તેમને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ વાળી મહેનતમાં લગાડી દો. મુસલમાનોને મસ્જિદોમાં લાવો, ત્યાં ઈમાનની વાતો હો, તા'લીમ અને ઝિક્રના વર્તુળ હો, દીનની મહેનતના મશ્વરા હો, વિવિધ વર્ગોના, વિવિધ બિરાદરીના અને વિવિધ ભાષાઓવાળા લોકો મસ્જિદે નબવીના તરીકા પર તે કામોમાં જોતરાઇ જાય, ત્યારે ઉમ્મતપણું આવશે. તે વાતોથી બચો, જેનાથી શયતાનને ફૂટ નાંખવાની તક મળે જ્યારે ત્રણ બેસે તો તેનો ખ્યાલ રાખે કે ચોથો અમારી સાથે અલ્લાહ છે. ચાર-પાંચ બેસે તો હમેશા યાદ રાખે કે પાંચમો યા છઠ્ઠો અલ્લાહ અમારી સાથે જ મવજૂદ છે અને તે અમારી દરેક વાત સાંભળી અને નિહાળી રહ્યો છે કે અમે ઉમ્મત બનાવવાની વાત કરી રહ્યા છીએ યા ઉમ્મતપણું તોડવાની, અમે કોઈની ગીબત અને ચાડી ચુગલી તો નથી કરી રહ્યા. કોઇની વિરુદ્ધ કાવત્રાં તો નથી કરી રહ્યા ? આ ઉમ્મત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના લોહી અને ફાકાઓથી બની હતી. હવે આપણે આપણી મામૂલી



મામૂલી વાતો પર ઉમ્મતને તોડી રહ્યા છીએ. યાદ રાખો, જુમ્આની નમાઝ છોડવા પર પણ એટલી પકડ ન થશે, જેટલી ઉમ્મતના તોડવા પર થશે. અગર મુસલમાનોમાં ઉમ્મતપણું આવી જાય, તો તેઓ દુનિયામાં ઝલીલ ન થશે. રશિયા અને અમેરીકાની તાકતો પણ તેમની સમક્ષ ઝુકી જશે અને ઉમ્મતપણું ત્યારે આવશે, જ્યારે 'અઝિલ્લતિન અલલ મુઅમિનીન' પર મુસલમાનોનો અમલ હો. અર્થાત્ દરેક મુસલમાન બીજા મુસલમાનના મુકાબલામાં નાનો બનવા ઝિલ્લત અને તવાઝુઅને અપનાવે. તબ્લીગમાં તેની જ પ્રેકટીસ થાય છે. જ્યારે મુસલમાનોમાં 'અઝિલ્લતિન અલલ મુઅમિનીન' વાળી સિફત આવી જશે, તો દુનિયામાં 'અઈઝઝતિન અલલ કાફિરીન' અર્થાત્ કાફરોના મુકાબલામાં ઝબરદસ્ત અને ગાલિબ ઝરૂર થશે ચાહે તે કાફિર યૂરોપના હો યા એશિયાના.

મારા ભાઈઓ અને દોસ્તો ! અલ્લાહ અને રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે વાતોથી ઉગ્રતા અને સખ્તાઈ સહિત મનાઈ ફરમાવી છે, જેનાથી દિલોમાં ફર્ક પડે અને ફૂટનો પણ ભય હો. બબ્બે ચાર ચાર અલગ અલગ ગુસપુસ કરે તેનાથી શયતાન દિલોમાં બદગુમાની પેદા કરી શકે છે. તેનાથી મનાઈ ફરમાવવામાં આવી છે અને તેને શયતાની કામ દર્શાવવામાં આવ્યું. ઈન્નમન્નજ્વા મિનશ્શયતાનિ લિયહઝુનલ્લઝીન આમનૂ વલયસ બિદાર્રિહિમ શયઅન ઈલ્લા બિઈઝનિલ્લાહ.

એ જ પ્રમાણે અપમાન અને ઠઠ્ઠા મશ્કરીની મનાઈ ફરમાવવામાં આવી : 'લા યસ્‌ખર કવમુમ્મિન કવમિન અસા અંય્યકૂનૂ ખયરમ્મિન્હુમ' તેનાથી પણ મનાઇ ફરમાવવામાં આવી કે બીજાની કશી બુરાઇ, જેની ખબર ન હો, તેને શોધીને જાણવામાં આવે અને કોઈની બુરાઇની ખબર પડી ગઇ હો, તેની અન્યો સામે વાત કરવાની પણ મનાઇ ફરમાવવામાં આવી અને ગીબત (નિંદા)ને હરામ કરવામાં આવી. ગીબત તેનું નામ છે કે ખરેખર કોઇની બુરાઇની જાણ હો, તેની વાત કોઈથી કરવામાં આવે. 'વલાતજસ્સસૂ વલા યગતબ બઅ્દુકુમ બઅ્દ.'

આ અપમાન, ઠઠ્ઠા મશ્કરી અને ગીબત સર્વ તે વસ્તુઓ છે. જે પરસ્પર ભેદભાવ ઉપસ્થિત કરીને ઉમ્મત-પણાને તોડે છે. એ સર્વને હરામ ઠરાવી દેવામાં આવી અને એકબીજાની માન–મર્યાદા જાળવવું, જેનાથી ઉમ્મત જોડાય અને બને છે, તેની તાકીદ ફરમાવવામાં આવી અને અન્યોથી પોતાનું સન્માન ઇચ્છવાની મનાઇ કરવામાં આવી, કેમકે તેનાથી ઉમ્મત બનતી નથી, બગડે છે. ઉમ્મત ત્યારે બનશે, જ્યારે પ્રત્યેક જન એ નક્કી કરે કે હું સન્માનને પાત્ર નથી, આથી મારે માન લેવાનું નથી; બલકે અન્યોને આપવાનું છે અને અન્ય સર્વ લોકો એ પાત્ર છે કે હું તેમની માનમર્યાદા જાળવું.

પોતાના નફસોને અને પોતાની ઝાતોને કુર્બાન કરવામાં આવશે, તો ઉમ્મત બનશે અને ઉમ્મત બનશે તો સન્માન

મળશે. માન અને અપમાન રશિયા અને અમેરીકા લગીના નકશાઓમાં નથી, બલકે ખુદાના હાથમાં છે અને તેને ત્યાં ઉસૂલ અને નિયમન છે. જે માણુસ યા કવમ, ખાનદાન યા વર્ગ, ઝળકાવનારા ઉસૂલ અને અઅમાલ લાવશે, તેને ઝળકાવી દેશે, જે નષ્ટ થનારા કામ કરશે, તેને નષ્ટ કરી નાંખવામાં આવશે. યહૂદ નબીઓની અવલાદ છે, ઉસૂલ તોડયા તો અલ્લાહે ઠોકર મારીને તેમને તોડી નાંખ્યા. સહાબએ કિરામ (રઝિ.) બુત પરસ્તોની અવલાદ હતા, તેમણે ઝળકાવનારા ઉસૂલ બનાવ્યા તો અલ્લાહે તેમને ઝળકાવી દીધા. અલ્લાહની સગાઇ કોઈથી નથી, તેને ત્યાં ઉસૂલ અને નિયમન છે.

દોસ્તો ! પોતાને એ મહેનતમાં હોમી દો કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઉમ્મતમાં ઉમ્મતપણું આવી જાય. તેમાં ઈમાન અને યકીન આવી જાય. આ ઝિક્ર અને તસ્બીહ તેમ જ તા'લીમવાળી, ખુદાની સામે ઝુકનારી, સેવા કરનારી, સહન કરનારી, અન્યોને માન અને પ્રતિષ્ઠા આપનારી ઉમ્મત બની જાય, ગુસપુસ ન કરનારી, ના ફરમાની ન કરનારી, પોતાના ભાઈઓ અને સાથીઓનું અપમાન, ઠેઠ્ઠા મશ્કરી, ખણખોતર અને ગીબત ન કરનારી ઉમ્મત બની જાય. અગર કોઈ પ્રદેશમાં પણ એ મહેનત આ પ્રમાણે થવા લાગે, જે પ્રમાણે થવી જોઇએ, તો આખી દુનિયામાં વાત ચાલી પડે.

હવે તેની કાળજી લો કે વિવિધ કવમો, પ્રદેશો, વર્ગો અને વિવિધ ભાષાઓવાળાઓને જોડી જોડીને જમાઅતોમાં



મોકલો અને ઉસૂલની પાબંદી કરાવો. પછી ઈન્શા અલ્લાહ બનનારુ કામ થશે અને શયતાન તેમ જ નફ્સ ખુદાએ ચાહ્યું તો કંઇ પણ બગાડી ન શકશે.

તે પછી હઝરત મવલાનાએ ગામડાઓમાં મહેનત કરવા અને વાતાવરણ સર્જવવા પર ખુસૂસિયત સહિત ઝોર આપ્યું અને મા'મૂલ પ્રમાણે દુઆ પર તકરીર ખતમ કરી.

## હઝરતજીની છેલ્લી તકરીર

*(હઝરત માવલાના શાહ મુહમ્મદ યૂસુફ સાહબ (ન. મ.)એ આ તકરીર ૧ લી એપ્રિલ ૧૯૬૫ ના જુમ્આની રાત્રે મગરિબની નમાઝ પછી, લાહોરની બિલાલ પાર્ક મસ્જિદમાં આપી હતી.)*

નહુમદહૂ....

અમ્માબઅદ, અલ્લાહ તઆલાએ જે કંઈ ઝમીન અને આસમાનમાં બનાવ્યું છે, તેમાં સર્વ પ્રાસંગિક રાખ્યું છે. પ્રાસંગિક ક્ષુધા-તૃપ્તિ (પેટ ભરવું) પ્રાસંગિક પ્યાસ બુઝાવવું, પ્રાસંગિક માન, પ્રાસંગિક અપમાન, પ્રાસંગિક મૃત્યુ, પ્રાસંગિક જીવન, થોડીકવારના માટે તંદુરસ્તી છે, પછી બીમારી છે. થોડીકવાર સુખ, પછી દુઃખ આવે છે. પ્રાસંગિક ઉછેર અને પ્રાસંગિક હાજતોનું પૂર્ણ થવું દુનિયાની વસ્તુઓમાં રાખ્યું છે અને ઇન્સાનમાં જે કંઇ રાખ્યું છે તે પ્રાસંગિક પણ છે અને અનંત પણ છે.



પ્રાસંગિક ઈઝઝત અને અનંત ઈઝઝત. એ જ પ્રમાણે સુખસગવડ, નિરાંત અને તંદુરસ્તી, પ્રાસંગિક અને અમર. ઈન્સાનમાં જે દવલતો મૂકેલી છે, તે એક તરફ દુનિયામાં કામિયાબ બનાવનારી છે અને બીજી તરફ મૃત્યુ પછી અનંત કામિયાબી અપાવનારી છે. આથી એક ઈન્સાનની દવલતનું મૂલ્ય સાતેવ ઝમીન અને આસમાન નથી બની શકતા. અગર ઇન્સાનની અંદરની દવલત બગડી જાય તો સાતેવ આસમાનો અને ઝમીનથી ન બની શકે અને અગર ઇન્સાનની દવલત બની જાય અને તેની અંદરની માયા ઉભરે તો સાતે આસમાનો અને ઝમીનોની કામિયાબીથી વધુ કામિયાબી મળે છે. દવલત તો ઘણી મોટી વસ્તુ છે, તે દવલતનો પ્રથમ અક્ષર અને પહેલી ઈંટ 'અલ્લાહ' કહેવું છે. માણસ ખાલી અલ્લાહ કહે, તેમાં બોલવાની દવલત મુકેલી છે, આ અલ્લાહ કહેવું પણ ઘણી મોટી દવલત છે. કેમકે શખ્સ અલ્લાહ કહેનારો એક પણ દુનિયામાં બાકી રહેશે તો ઝમીન અને આસમાન આ જ પ્રમાણે ખડાં રહેશે. અગર એક પણ 'અલ્લાહ' કહેનારો ન રહ્યો તો અલ્લાહ તઆલા સર્વ ઝમીન અને આસમાનને તોડી-ફોડી નાંખશે. અગર માણસની અંદર કશી અન્ય દવલત પણ ન હો, માત્ર એક દવલત ઝાહિર થઈ રહી હો કે મુખેથી અલ્લાહ કહી રહ્યો છે, એ દવલત એટલી મોટી છે કે સાતે આસમાન અને ઝમીન તે પર ખડાં છે. નમાઝ અને રોઝહ, હજ્જ અને ઝકાત કંઇ પણ ન રહ્યું, માત્ર અલ્લાહને માને અને કહે 'અલ્લાહ' બસ એટલી અમસ્થી દવલત એટલી મોટી

છે કે તેનાથી સાતેવ આસમાન અને ઝમીન ખડા છે. અગર એટલી દવલત પણ ન રહે તો પાંચ અબજ ઈન્સાન પણ હો તો તે પણ મરણ પામશે. નદીઓ, ખુશ્કી, પવન, સર્વ જાનવર, વનસ્પતિ સર્વ ખત્મ થઇ જશે. અગર ઈન્સાનની પાસે તે અલ્લાહ વાળી દવલત ન રહે તો સર્વ ખતમ કરી નાખવામાં આવશે. એક 'અલ્લાહ' કહેવું એટલી મોટી દવલત છે કે આસમાન અને ઝમીન તેના પર કાયમ છે.

કુર્આને મજીદમાં છે :

ઈન્નલ્લઝીન કાલૂ રબ્બુનલ્લાહુ સુમ્મસ્તકામૂ તતન ઝલુ અલયહિમુલ્મલાઇકતુ અ લ્લા તખાફૂ વલા તહઝનૂ વઅબ્શિરૂ બિલ્જન્નતિલ્લતી કુન્તુમ તૂઅદૂન. (હામીમ સિજદહ)

અર્થાત્ : જે લોકોએ (દિલથી) ઇકરાર કરી લીધો કે અમારો રબ અલ્લાહ છે પછી (તે પર) સુદ્રઢ રહ્યા, તેમના પર ફરિશ્તા ઉતરશે કે તમે ન ચિંતા કરો, ન રંજ કરો અને તમે જન્નત (ના મળવા) પર ખુશ રહો, જેનો તમારાથી (પયગમ્બરો મારફત) વાયદો કરવામાં આવ્યા કરતો હતો.

અલ્લાહ રબ છે. આ શબ્દ નથી; બલકે એક શ્રમ છે. અગર કહે કે હું કોઈ દુકાનથી પોષણ પામું છું યા કોઇ ખેતી–નોકરી યા રાજ્યથી પોષણ પામું છું. તો એ કહેવું શબ્દ નથી; બલકે એક મહેનત છે. એટલું કહ્યા પછી

મહેનત શરૂ થઇ જાય છે કે ઝમીન ખરીદે છે, હળ ચલાવે છે, અનાજ લાવીને વેચે છે, જાનવર અને મકાન ખરીદે છે, નિકાહ કરે છે. ટૂંકમાં એ શખ્સની પાછળ લાંબી પહોળી મહેનતનું જીવન છે. એવું જ જ્યારે કહ્યું કે, 'અમારો રબ અલ્લાહ છે.' તો વાત ખતમ ન થઈ; બલકે અહિંથી શરૂ થઈ કે જ્યારે અલ્લાહ પાળનારો છે, તો ગયરોથી પોષણનો વિશ્વાસ કાઢો. આ પહેલી મહેનત થઇ કે હું ઝમીન અને આસમાન અને તેની અંદરની વસ્તુ-ઓથી નથી પોષણ પામતો; બલકે અલ્લાહથી પોષણ પામું છું. તેને મહેનત કરીને દિલનું યકીન બનાવો, એ યકીનને રગેરગમાં ઉતારવા માટે મુહંમદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલય-હિ વ સલ્લમ છે.

'અલ્લાહથી પોષણ પામું છું'—એ બોલની હકીકત દિલમાં ઉતારવા માટે દેશ અને માલ, વ્યાપાર અને ખેતીની મહેનત નથી; બલકે તે તો દિલથી નીકળીને જીભ પર આવશે. અર્થાત્ અલ્લાહની રબૂબિયતના યકીનવાળી મહેનત છોડીને મુલ્ક અને માલવાળી મહેનત પર લાગશે, તો અલ્લાહની રબૂબિયત દિલથી નીકળીને જીભ પર રહી જશે. નબીઓવાળી મહેનત અને હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ વાળી મહેનત આ શખ્સ પર કરવી પડશે. અર્થાત્ મહેનત કરીને એ હકીકત લગી ન પહોંચો કે અમને સીધામાર્ગે અલ્લાહથી પોષાવું છે. ખુદાને પાળવામાં ખેતી અને દુકાનની જરૂરત નથી, તે પોતાના હુકમોથી પોષે છે. અગર તેની હકીકત પેદા થઇ જાય તો અમેરીકા અને રશિયા પણ



તમારા ચરણોમાં હશે. શર્ત એટલી છે કે માત્ર જીભનો બોલ ન હો. દિલની અંદરની હકીકત હો તો દુનિયામાં કામિયાબી મળશે અને કબ્રના અઝાબથી બચાશે. હુરો, બાગો, સોના-ચાંદીના મકાનો, હમેશાની જવાની, રૂપ અને સૌન્દર્ય તે પર જ મળશે. તેને દિલમાં સુદૃઢ કરવા માટે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની રિસાલત છે. સૃષ્ટ માં જે કંઇ છે, તે આધિન, મર્યાદિત અને ફાની છે અને અલ્લાહ તઆલાની પાસે અમર્યાદિત અને ગેરફાની છે. પરવરિશ તે અમર્યાદિતના તરફથી છે. આથી હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના તરીકા પર મહેનત કરો, અલ્લાહ તઆલા તર્બિયત કરનાર છે, ખુદા તઆલાને મા'બૂદ બનાવીને, ખુદા તઆલાની ઇબાદત કરીને પોષણ પામવાનું છે, અગર ઇબાદતથી પોષાવા પર મહેનત કરશો, ત્યારે દિલમાં ઉતરશે. ઇબાદત નમાઝ છે, નમાઝ તમારો પોતાનો ઉપયોગનો તરીકો છે. ઝમીન યા મોટર યા જાનવરોના ઉપયોગના તરીકાનું નામ નમાઝ નથી; બલ્કે પોતાની આંખ, કાન, નાક વિગેરેનો એ પ્રમાણે ઉપયોગ કરતાં શીખો, જેમ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઉપયોગ કર્યો. સોનું-ચાંદી અને સૃષ્ટિથી પોષણ પામવામાં શું છે? ઝમીનદાર અર્થાત્ ઝમીનથી અનાજ લેવાની દૃષ્ટિએ આપણા ઉપયોગનો તરીકો, વ્યાપાર અર્થાત્ દુકાનથી ફાયદો લેવાની દૃષ્ટિએ આપણા ઉપયોગનો તરીકો, હુકૂમત અર્થાત્ દેશથી ફાયદો લેવાની દૃષ્ટિએ આપણા ઉપયોગનો તરીકો, નમાઝ શું છે? સૃષ્ટિથી નહિં; બલ્કે અલ્લાહ તઆલાથી બન્ને જહાનમાં લેવા માટે આપણા ઉપયોગનો તરીકો આ નમાઝ છે. આપણને માત્ર અલ્લાહ પાળશે,



તેમાં આપણો ઉપયોગ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના તરીકા પર થશે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની શી રીતે સૌર ગુફામાં રક્ષા થઈ? બદરમાં વિજય ક્યાંથી મળ્યો? ખન્દકમાં આક્રમણથી શી રીતે બચ્યા? એ સૌના માટે જવાબ મળશે કે નમાઝ પઢીને ખુદાથી માંગ્યું તો ખુદાએ કર્યું. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના જેટલા મસઅલા છે, અગર કોઈ પૂછે તો એ જ ઉત્તર મળશે કે નમાઝથી થયું. તેમની જેટલી ઈબાદત આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે કરી છે, કોઈ વલીએ પણ નથી કરી. હદીસમાં છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એટલી લાંબી નમાઝ પઢી કે નમાઝ પઢતાં પઢતાં સુક્કી મુશ્કની જેવા થઈ ગયા હતા અને જાંઘો લગી સોજો આવી ગયો હતો. સરસ બહાદુર પણ અગર નફ્લોમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પાછળ ખડા થયા તો આખો દિવસ બદનમાં દર્દ થતું. ચાર–પાંચ–છ પારાઓની એક રકઅત થતી. એક વાર જેટલો મોટો કિયામ, તેટલો જ મોટો રુકૂઅ, કવમહ, સિજદહ અને જલસહ કર્યો. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એવી ચાર રકઅતો પઢી, જે સહાબી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પાછળ ઉભા હતા, તેમનો બુરો હાલ થયો. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે સવારે ફરમાવ્યું, અગર મને ખબર હોત તો હું મુખ્તસર કરી દેત. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઇબાદત કરીને અલ્લાહને રાજી કર્યા અલ્લાહે કહ્યું, માંગો, આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે કિયામત લગી ઉમ્મતનું પોષણ માંગ્યું કે દુશ્મન તેને હસ્તીના પટ પરથી ન મિટાવી શકે અને આ ઉમ્મતની બખ્શિશનો અને આખિરતની મુક્તિનો ફેંસલો કરાવી દીધો. હવે ચાહે કેટલાય ગુનાહ કરે, આપ સલ્લલ્લાહુ અલયહિ વ

સલ્લમની માફી યાચના કુબૂલ થઇ.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પરસ્પર લડાઇ ન થાય એ દુઆ માંગી. અલ્લાહ તઆલાએ ફરમાવ્યું, એ તો થશે, દુનિયામાં બદઅમલીની સઝા થશે, જે કંઈ અલ્લાહથી મનાવ્યું તેના માટે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે શો માર્ગ અપનાવ્યો ? ખુદા જાણે કેટલી લાંબી ઉમ્મત છે. કિયામત લગીની બકા (અસ્તિત્વ) નક્કી કરાવી દીધી અને આખિરતની મગફિરત કરાવી દીધી. આ શી વાત પર થયું ? એવી નમાઝ પઢી કે અલ્લાહને દયા ઉપજી. જ્યારે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ નમાઝ પઢીને આ ઉમ્મત માટે આંસૂ સારતા હતા, તો જમીન તર થઇ જતી હતી. હઝરત જિબ્રઇલ (અલે.)ને અલ્લાહે મોકલ્યા કે જઇને પૂછો, આટલા શાને રડી રહ્યા છો ? ફરમાવ્યું કે ઉમ્મતના માટે રડી રહ્યો છું. ઉત્તર મળ્યો કે રડો નહિ, અમે આ ઉમ્મતના વિષે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ખુશ કરી દઇશું. આ ઇબાદત અને નમાઝ પર કર્યું. એક દિવસ એટલો લાંબો સિજદહ કર્યો કે સહાબએ કિરામ (રદિ.)ને ગુમાન થયો કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈન્તિકાલ થઇ ગયો. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે કામ થઈ ગયું, ઉમ્મતની મગફિરતની બશારત મળી ચૂકી, આ તેના શુક્રિયહમાં આટલો લાંબો સિજદહ કર્યો. એકવાર ત્રણ દિવસનો ફાકા હતો; પરંતુ કોઇ ચાહનારથી પણ ન કહ્યું; બલકે મસ્જિદમાં આવીને નમાઝ પઢી અને ખુદાથી માંગ્યું કે હે અલ્લાહ ! રોટી આપ ! પાછા આવીને હઝરત આયશા (રદિ.)થી પૂછયું. ઉત્તર મળ્યો કે હજી કંઇ નથી. પાછા મસ્જિદે ગયા.

ત્રણ ચાર વાર આમ જ કર્યું. ત્રીજી યા ચોથી વાર હઝરત આયશા (રદિ.)એ કહ્યું : અલ્લાહે આપ્યું, અર્થાત્ ઉસ્માન (રદિ.) આવીને આપી ગયા અને તેમણે રડીને કહ્યું કે ઘરેથી મંગાવ્યા કરો. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે જોડાની દોરી પણ તૂટે તો અલ્લાહથી માંગો, અલ્લાહ આપણો રબ છે. તેની હકીકત એ છે કે નમાઝના વાટે પ્રશ્ન હલ કરવો, નહિંતર જીભ પર રહેશે કે 'અલ્લાહ રબ છે;' પરંતુ જ્યારે નમાઝ પર મહેનત કરીને રોટી, અવલાદ, મકાન, તંદુરસ્તી, ઈઝઝત અને શાંતિના પ્રશ્નો હલ કરાવવામાં આવે, તો નમાઝથી થશે, વ્યક્તિગત પ્રશ્નોનો હલ વ્યક્તિગત નમાઝથી થશે અને મુલ્કના પ્રશ્નો મુલ્કી નમાઝથી હલ થશે. વ્યક્તિગત, શહેરી અને ગામના પ્રશ્નોને નમાઝ પર મહેનત કરીને અલ્લાહથી હલ કરાવો. આ રબ થવાની મહેનત છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે સર્વ સહાબા (રદિ.)ને મહેનત પર નાંખ્યા. કિસ્રા અને કયસર, અમેરીકા અને રશિયાની જેમ હતા. બન્ને બ્લોકોના ખઝાના અલ્લાહે ચરણોમાં ઠાલવી દીધા અને ગામડિયા લોકો ગવર્નર બન્યા. આ સર્વ કાંઇ નમાઝથી થયું. હઝરત ઉમર (રદિ.)ના ઝમાનામાં વિજયો થયા. પછી પાછળથી કારમો દુષ્કાળ પડયો. ચારે તરફથી લોકો મદીનહ આવ્યા. હઝરત ઉમરે (રદિ.) વ્યવસ્થા શરૂ કરી અને દુઆ કરી કે આ લોકો મરણને શરણ ન થાય. ઝોરદાર વ્યવસ્થા હતી. હઝરત અમ્ર બિન આસ (રદિ.)ને મિસરમાં પત્ર લખ્યો કે ઉતાવળે અનાજ મોકલો, ઉત્તર મળ્યો કે ખાનપાનની સામગ્રી લાદેલ ઊંટો-



નો એટલો મોટો કાફલો મોકલીશ, જેનું પહેલું ઊંટ મદીનહમાં અને છેલ્લું મિસરમાં હશે. (અનાજ આવ્યું તે સમયે) ચાલીસ પચાસ હઝાર માણસ તો હઝરત ઉમર (રદ્ધિ.)ના દસ્તરખાન પર દરરોજ જમતા હતા. ગામડામાં અગર એક ઘર પણ હોય, તો ખાણું ત્યાં પણ મોકલવામાં આવતું. ઘણી જબ્બર વ્યવસ્થા કરી; પરંતુ દુષ્કાળ વધી રહ્યો હતો. તે જ કાળમાં એક સાહબે બકરી ઝુબ્હ કરી તો તેમાં સિવાય હાડકાં, લોહી અને ચામડાંના સિવાય કંઇ ન નીકળ્યું. તે પછી તે માણસની ચીસ નીકળી અને કહ્યુ : 'વા મુહમ્મદાહ' (હાય મુહમ્મદ સલ.) આંખોમાંથી આસૂં નીકળી પડયાં. ઢળી પડી ઉંઘી ગયા. સ્વપ્નમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારત થઈ, ફરમાવ્યું કે 'ઉમરને મારા સલામ કહીને કહો કે તું તો બુદ્ધિશાળી હતો, તને થયું શું ? આંખ ખુલી તો હઝરત ઉમર (રદ્ધિ.)ના દરવાઝે જઇને કહ્યું : અમીરુલ મુઅમિનીન ! હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો પયગામ લાવનારને ઉત્તર આપો.'

હઝરત ઉમર (રદ્ધિ.) ભૂલમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઝમાનો સમજીને દોડયા, દરવાઝે યાદ આવ્યું કે આ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઝમાનો નથી. એ સાંભળીને હઝરત ઉમર (રદ્ધિ.) થરથરી ઉઠયા અને કહ્યું કે મારા જીવનમાં ફર્ક પડી ગયો. સમગ્ર મદીનહના લોકોને એકત્ર કરીને પૂછયું : 'હું આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના જીવનથી બદલાયો તો નથી ?' લોકોએ કહ્યું : 'નહિ.' ફરમાવ્યું કે, 'આ માણસ શું



કહે છે ?' સ્વપ્ન સાંભળ્યું તો સૌ સમજી ગયા. માત્ર હઝરત ઉમર (રદિ.) ન સમજ્યા, મતલબ એ છે કે જ્યારે તમારી નમાઝ અને દુઆ કબૂલ છે તો વ્યવસ્થાના ચક્કરમાં શાને સપડાયા, દુઆ શાને નથી માંગતા ? હઝરત ઉમરે (રદિ.) ત્યાં જ વરસાદની દુઆ માંગી, દુષ્કાળ દૂર થવાની દુઆ માંગી. મુખ્તસર જેવી દુઆ હતી :

'અલ્લાહુમ્મ ઇન્ના નસ્તગફિરુક વનસ્તકીક. મોંઢા પર હાથ ફેરવવાથી પહેલાં વરસાદ શરૂ થયો. જાનવરોમાં જાન પડવી શરૂ થઈ. ગ્રામ્યજનોએ કહ્યું કે ચારે તરફ વાદળોમાંથી આ આવાઝ આવી રહી છે : અતાકલગવસિ અબા હફસ. 'હે ઉમર ! (રદિ.) તેં વરસાદ માંગ્યો, આવી ગયો.' એવી નમાઝ અલ્લાહના રબ હોવાના પાયા પર પઢી હતી. અલ્લાહ પાળનારો છે તો નમાઝ પર મહેનત કરીને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ વાળી નમાઝ બનાવવી પડશે. ફઝાઈલ અને મસાઈલ પર પણ મહેનત કરવી પડશે. વુઝૂ, ઇમામત, ઈકતિદાના પ્રશ્નો પર પણ મહેનત કરવી પડશે. જે ન આવે તેમને લાવવા માટે પણ મહેનત કરવી પડશે. સૂરત બનાવીને સીરત બનાવો. ન આવનારાઓને મસ્જિદમાં લાવો અને શીખવો. સહાબએ કિરામના ઝમાનામાં ઝબરદસ્ત શ્રમના ક્ષેત્ર કાયમ કરવામાં આવ્યા હતા. અલ્લાહના રબ હોવાના પાયા પર નમાઝનો કિયામ હતો. શરીફ ઇન્સાનોનું ઉપર આવવું અને માનવજીવનનું ઘડતર એ સર્વ ત્યારે થશે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના તરીકાની નમાઝને દુનિયામાં કાયમ

કરવાની મહેનત કરો, તમે પોતે ન કરશો, બલ્કે ખુદા કરશે. દુકાન કે ખેતીથી પોષાવાના મન્સૂબાના બદલે અલ્લાહથી પોષણ પામવાના માટે નમાઝ પર મહેનત કરવી પડશે. એ ઝબરદસ્ત મહેનત છે. પહેલાં તો લા રબ્બ ઇલ્લલ્લાહ શ્રમ ક્ષેત્ર છે, પછી એવી નમાઝ કરી લો કે 'અલ્લાહુ રબ્બુના' નો ક્રમ કાયમ થાય. એવી નમાઝ બનાવો કે ઈમાન પર ખાતિમહ થાય અને કબ્રના અઝાબથી સુરક્ષિત થાઓ અને કિયામતમાં રોશની મળે. નમાઝને તર્બિયતના માટે ચાલુ કરો. તમારી કમાણીમાંથી સમય કાઢો અને ખેતીથી પોષાવાના વિશ્વાસને ખતમ કરો, અલ્લાહથી પોષાવા-નો વિશ્વાસ જન્માવો, તેની જ દા'વત આપો. અલ્લાહની ઝાતના ખઝાનાની અઝમત અને મોટાઇને સાંભળો અને એટલું સાંભળો કે તે ઝાત તમારી આંખો સમક્ષ આવી જાય. ઈન તઅબુદુલ્લાહ કઅન્નક તરાહુ અર્થાત્ અલ્લાહની ઇબાદત એ પ્રમાણે કરો કે જાણે ખુદાને જુઓ છો. આ તે સમયે થશે કે ઝાત અને સિફાતને જુએ, કલિમહ, નમાઝના લાભોનો ઈલ્મ અંદર લેવો પડશે, ઝિક્ર અને ઇખ્લાસથી લેવો પડશે. પોતાની અંદર પેદા કરજો અને/અન્યોની અંદર જન્માવવાની મહેનત કરજો. આ મસ્જિદનું કામ થયું. દુકાન, ખેતરનો વિશ્વાસ ખસેડવો છે અને મસ્જિદવાળા અઅમાલનો વિશ્વાસ લાવવો છે. અદાવત, અપહરણ, લૂંટફાટ સર્વ થભી જશે, અગર આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ વાળી સર્વ વસ્તુઓ મહેનત કરીને મસ્જિદમાં ચલાવી દેવામાં આવે. અલ્લાહને અલ્લાહ અને રબ કહેવાના પાયા પર મહેનત થશે. તેના માટે મસ્જિદની

વસ્તુઓ ચલાવો. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મસ્જિદની વસ્તુઓ ભૂખ્યા અને તરસ્યા રહીને ચલાવી હતી. ઠંડીથી દેહ થરથરી રહ્યા છે અને મસ્જિદમાં તા'લીમ ચાલી રહી છે. હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) કહે છે કે સહાબએ કિરામ (રદિ.) એકત્ર હતા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આવીને ખડા થયા, તેમનામાંથી મને ઓળખ્યો, આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બેસી ગયા અને ફરમાવ્યું :

'હે મુહાજિર ફકીરો ! માલદારોથી પાંચસો વર્ષ પહેલાં જન્નતમાં જશો.'

તેના માટે ઇમામત, ઇફ્તિદા, ખુશૂઅ અને ખુઝૂઅ, સફ સીધી કરવી, એ સર્વ વાતો પર મહેનત છે. તે નમાઝ બને, જે નમાઝથી ખુદા દુનિયાનો ક્રમ બદલે. વ્યભિચારીઓને વ્યભિચાર કરતાં સઝા આપે, તેના માટે નમાઝનું વાતાવરણ બને, પછી તાકતનું પ્રદર્શન થશે. અગર અલ્લાહને માનો છો તો એ મહેનત કરો કે અલ્લાહ રબ છે. તે નમાઝ પર અને નમાઝની તા'લીમ પર પાળશે, સિહ્હત આપશે, કર્ઝ દૂર કરશે. તેને બેસીને સાંભળો. ફઝાઈલની તા'લીમ થશે તો ખબર પડશે કે બહારવાળાઓનો બચાવ મસ્જિદની અંદરની આબાદીથી છે. નહિતર બેડો ગર્ક થશે. આ હદીસ છે, આ વાતો સત્યના દર્શક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની વાતોથી ખબર પડશે. આપણે ઇઝ્ઝત, રક્ષણ, બેનિયાઝી ક્યાં શોધી રહ્યા છીએ ? અને આ ઇઝ્ઝત, રક્ષણ અને બેનિયાઝી છે ક્યાં ? તમને સર્વ વસ્તુઓ નમાઝમાં મળશે.



દા'વત, કુર્આનની તિલાવત, ઝિક્ર વિગેરે પર વિશ્વાસ હો, નમાઝની અંદર અને બહાર પણ યકીન ભરેલ હો, અલ્લાહુ અકબર કહીને સુબ્હાનકલ્લા હુમ્મ પછી અલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિલ્આલમીન કહે. અર્થાત્ તર્બિયત કરનારો અલ્લાહ છે. સર્વ જગતની તર્બિયત કરનારો અલ્લાહ છે. ઇય્યાક નઅબુદુ અર્થાત્ ઇબાદત પર તર્બિયત કરશે અને કિયામ તેમ જ રુકૂઅ ઇબાદત છે. તે પર ખુદા પાળશે. અગર મારો રુકૂઅ, કુર્આન પઢવું અને કિબ્લાનું સ્વાગત આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના તરીકા પર આવી ગયું તો અલ્લાહ મને પાળશે, પાળનારો ઇબાદત પર પાળશે. કિયામ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ વાળા તરીકા પર થશે તો પાળશે. સુબ્હાન રબ્બિયલ્અઝીમમાં પણ એ જ વાત છે કે તર્બિયત કરનારો અલ્લાહ છે, ઇબાદત પર તર્બિયત કરશે. રુકૂઅ ઇબાદત છે. માથું, કેડ, જાંઘ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના તરીકા પર થશે તો અલ્લાહ પાળશે. દરેકે દરેક અવયવ પર ખુદાથી પરવરિશનું યકીન દૃઢ કરો. જલ્સહમાં રબ્બિગ ફિરલી કહ્યું અર્થાત્ અલ્લાહ પાળનારો છે.

નમાઝ કઈ વાતથી ઠીક થશે? ઇમાન, ઝિક્ર વિગેરે ઠીક કરવામાં આવે. યકીન, નિશ્ચય, શિકલ, શવક અને ધ્યાન બનાવો. તમારામાં બનાવો, અન્યમાં મહેનત કરો, તમારા મહોલ્લા અને અન્ય મહોલ્લામાં ગશ્ત કરો. શહેર અને ગામમાં કોઈ બેનમાઝી ન રહે, સમગ્ર દુનિયામાં કોશિશ કરો. નુબુવ્વત મળ્યા પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઇન્સાનોથી લેવાનો કોઈ માર્ગ ન અપનાવ્યો.



આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તાઇફ, તબૂક, યમન હજરમૌત અને નજ્દવાળાઓની નમાઝ બનાવી. જે કલિમહ પઢે, નમાઝ બનાવવાની મહેનત કરે, ત્યારે વિશ્વાસ બને કે અલ્લાહ રબ છે અને માર્ગ નમાઝ છે. આ દુનિયામાં ચાલે તો દુનિયાનો ક્રમ બદલાશે. નમાઝને અંદરથી બનાવો, મસઅલાનો અંદરથી સંબંધ છે. જ્યારે આ બનાવી લો તો નમાઝના પાયા પર ત્રણ લાઇન ઠીક કરો : ઘર, કારોબાર અને રહેણીકરણી.

હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના તે તરીકા લાવો જે અલ્લાહની ઝાતથી પોષણ પામવા માટે આપ્યા છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના માર્ગમાં પણ કમાણી અને ઘર છે અને ઇન્સાનોના માર્ગમાં પણ કમાણી અને ઘરના નકશા છે. રબના પાયા પર નમાઝ અને નમાઝ નાના પાયા પર કમાણી અર્થાત્ જ્યારે કમાણીથી પરવરિશ નથી, બલકે અલ્લાહથી પરવરિશ છે તો અલ્લાહનો હુકમ માની લેશો. જ્યારે આ વાત છે તો પછી શાને કમાણી કરી રહ્યા છો ? પહેલાં નમાઝથી પરવરિશ લીધી; પરંતુ નમાઝના પછી બે માર્ગ છે, કમાવું અને ન કમાવું. અગર ન કમાયો અને માત્ર અલ્લાહથી નમાઝ પઢીને લે તો ઠીક છે. તેમાં માત્ર એ શર્ત છે કે અગર ન કમાઓ તો કોઇ મખ્લૂકનો માલ ન પચાવતા અને હાલત વ્યક્ત ન કરતા, સવાલ ન કરતા, દુર્વ્યય ન કરતા, તકલીફ પહોંચે તો રોદણા ન રડશો, અલ્લાહથી રાઝી રહેજો. અગર આટલી વાત આવી જાય તો કમાણીની ઝરૂરત નથી. તેની મિસાલના



માટે ચારે સિલસિલાના અવલિયા છે અને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ છે. હઝરત ઇસા (અહે.) છે અને અસ્હાબે સુફ્ફહ છે અને લાખો દ્રષ્ટાંતો છે કે માત્ર નમાઝથી કામ ચલાવ્યું.

અગર કમાવું છે તો તે પર પણ અંકુશ છે. અગર ન કમાવું હો તો તકુડંચી, દુર્વ્યય, સવાલ, વિમાસણ અને ગભરામણ ન હો, અગર કમાણી કરો છો તો એ પાયો છે કે કમાણીથી ન મળશે, અલ્લાહથી નમાઝ પર મળશે અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના તરીકાથી કમાણી પર મળશે. પછી અલ્લાહ આપશે. હું પૈસાના માટે કમાણી કરીશ નહિં; બલકે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના તરીકા કમાણીમાં ચલાવવા છે. કમાણી હુકમને પૂર્ણ કરવા માટે છે. આપણે વિશ્વાસ કરતા રહીએ કે અલ્લાહ પાળશે.

આપણે બદમાશી અને ચિત્રવાળી નવલકથાઓ નહિં વેચીશું. હરામથી કમાણી નથી કરવી. જે વસ્તુઓ હલાલ છે, તેનાથી કમાણીના બે તરીકા છે. તેમાં એક તરીકો હલાલ છે, બીજો હરામ છે. સુવ્વર, કૂતરા, બિલાડીનું ખાવું હરામ છે. બકરી, ગાય, મરઘી, હરણ હલાલ છે. તેમાં પણ હરામ અને હલાલ બનશે. અગર બિસ્મિલ્લાહિ અલ્લાહુ અકબર કહીને ઝુબ્હ કર્યું તો હલાલ, નહિંતર હરામ થશે. બકરીને વચ્ચેથી મારીને બિસ્મિલ્લાહિ અલ્લાહુ અકબર કહ્યુ તો પણ હરામ બનશે, કેમકે તરીકો ગલત હતો. પહેલાં તો કમાણીનો પ્રકાર એ છે કે હલાલ પર છે યા હરામ પર છે,



પછી હલાલમાં પણ હલાલનો તરીકો છે યા હરામ છે? અગર અલ્લાહના રબ હોવાનું યકીન છે તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો તરીકો ચાલુ કરવા તત્પર બનો. ખુદાની રઝાના માટે કમાઓ. ફઝાઈલના શોક અને મસાઈલની પાબંદી સાથે કમાઓ. જે વાત નમાઝમાં કહી, તે જ કમાણીમાં કહી, હવે કમાણી, વ્યાપાર, ખેતીમાં સંબંધ ખુદાની ઝાતથી હો તો દુનિયામાં ઝળકવું અને ફળવું ફૂલવું થશે. ધરતીકંપ, રેલ, બૉમ્બ મારામાં દુકાન અને ઘરનો વાળ વાંકો ન થશે; કેમકે મહબૂબ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો તરીકો છે તો એટમથી વધુ શક્તિશાળી છે. પછી, કમાણીના પાયા પર ઘર ચલાવી દેશે.

કંઈક લિબાસ હરામ અને કંઇક હલાલ છે. ખાણું કંઈક હરામ, કંઇક હલાલ છે. તે યકીનને લો કે અલ્લાહ રબ છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના તરીકા પર પૈસા ખર્ચ કરશે. લિબાસ અને ખોરાકનો ક્રમ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના તરીકા પર થશે તો અલ્લાહ પાળશે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના તરીકાની ઝુંપડી કિસ્રાના કિલ્લાથી બેહતર છે. મુશ્રિકો, નાસ્તિકો, ફાસિકો અને ફાજિરોના અઢી લાખના બંગલાથી બેહતર છે. પાંચ રૂપિયાની ઝુંપડીમાં તે ખયર છે, જે પચાસ લાખના બંગલામાં નથી, તેનું નામ ઈમાન છે.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના તરીકાના સવા રૂપિયાનો કુર્તો મઝેદાર થશે. યહૂદ અને નસારાની તરતીબવાળા પચાસ લાખના કપડાંથી, તેમાં તે મઝા નથી. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના તરીકા પર અલ્લાહ પાળશે અને યહૂદ તેમ જ નસારાના તરીકા પર બગાડશે. આપ

સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના તરીકે હઝરત અબૂબક્ર (રદિ.) હઝરત ઉમર (રદિ.) અને અવલિયા અલ્લાહના તરીકા પર ઘરનો નકશો આવ્યો તો ખુદા પાળશે, નહિતર બગાડશે. શાદીના તરીકા, દવાદારૂ, જન્મ અને મૃત્યુના તરીકામાં પણ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના તરીકા આવશે. તમારા તરીકા બદલીન આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના તરીકા લો. જો તમે એ ઘરોને યહૂદ અને નસારાના તરીકા પર રાખ્યા તો પાણીના પ્રવાહ અને ભૂમિનો કંપ તેને તોડી નાંખશે જો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો તરીકો છે, તો ઍટમ બોમ્બ પણ ન તોડી શકશે.

લોખંડ, પત્થર મસ્જિદમાં લગાડયા, નિમૂંલ્ય છે. મૂલ્યવાન તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના તરીકા છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના શરીરથી જે તરીકા ચાલે તે કીમતી છે. હુકમ ખુદાનો હો અને તરીકા આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના હો, તો અગર આખા જગતના બંગલા હીરા જવાહિરાત હો તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પાખાના કરવાની સુન્નત તેનાથી કીમતી છે, આગળ રહેણીકરણી છે.

જ્યારે કમાણી અને ખર્ચ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના તરીકા પર લાવો તો ગની બનશો. અમેરિકા, રશિયા અને આખું જગત ફજરની બે રકઅત બરાબર પણ નથી. એક માણુસ પાંચ હઝાર લઈને આફ્રિકા ગયો. ત્યાં ઘણાં નમાઝી બન્યા. ઈંગ્લેંડ અને ફ્રાન્સમાં મસ્જિદો બની, આથી માલ અહિ ખર્ચ કરો. જીવન સાદુ બનાવો તો કમાણીની લાલસા ન રહેશે. કમાણીની લાલસા હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ, હઝરત અબૂબક્ર (રદિ.) અને ઉમર (રદિ.) વિગેરેના નકશા પર આવવાના માટે નથી,

બલકે કારૂન, ફિરઔન, શદ્દાદ, હારૂડિયા અને વ્યભિચારી-ઓના તરીકા પર આવવાના માટે છે. ખૂબ પૈસા અને સમય બચશે, જ્યારે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની તર્બિયતના તરીકાઓ પર આવો. અમીર અને ગરીબને જોડયા તો આખા જગતની માનવતા પર મહાન ઉપકાર થશે. ખુદા ખુદ બદલો આપશે. એક એક નમાઝ પર સાતેવ ઝમીન અને આસમાનથી મોટી જન્નત મળશે. પછી રહેણી-કરણી છે. દુનિયામાં ઇન્સાફ ચલાવવો છે. આપણે લાખોની બિલ્ડીંગમાં રહીએ અને લોકોને ઝુંપડું પણ ન મળે એ ઝુલ્મ છે, ઈન્સાફ નથી.

આ યહૂદ અને નસારા અન્યોનું લોહી પીએ છે. તેમની નકલ ઉતારવામાં મઝા આવે છે અને જે મહાન ઝાતે સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફાકા સહન કર્યા અને પોતાનું લોહી વહાવ્યું, તેમના તરીકા પસંદ નથી આવતા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના લોહીના અનેક બિંદુ વહ્યા. એક ટંકનો ફાકો અને લોહીનું એક બિંદુ સમગ્ર જગતથી અફઝલ છે. ચાહકો માલ આપતા હતા અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઉમ્મતની ઝરૂરત પર માલ લગાડીને ફાકા કરતા હતા. હઝરત ફાતિમા (રદિ.) બીમાર હતાં. હઝરત અલી (રદિ.)એ બીજા નિકાહ કરવાનો ઇરાદો કર્યો. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મિમ્બર પર ખડા થઇને ફરમાવ્યું : 'હું હલાલને હરામ નથી કહેતો; પરંતુ આ નિકાહથી ફાતિમા (રદિ.)ને તકલીફ થશે અને તેની તકલીફથી મને તકલીફ થશે.' આવી પ્રિય પુત્રીની શાદીમાં પચ્ચીસ રૂપિયા પણ ન ખર્ચ્યા. હઝરત ફાતિમા

(રદિ.) પોતે ઘંટીઓ દળતા હતા. હઝરત અલી (રદિ.) મજ-દૂરી કરે છે, મશક ઉપાડે છે, છ બાળકો પરવરિશ પામે છે. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પાસે ગુલામ–બાંદી આવ્યા. હઝરત અલી (રદિ.)એ હઝરત ફાતિમા (રદિ.)ને મોકલ્યાં કે ગુલામ માંગો, કામ ઓછું કરવાનું થશે. હઝ-રત અલી (રદિ.)એ હાથ અને કૂખ દેખાડી અને હઝરત ફાતિમા (રદિ.)એ પણ કૂખ અને હાથ દેખાડયા અને ગુલામ તેમ જ બાંદીની માંગણી કરી. આપ સલ્લલ્લાહુ અલ-યહિ વ સલ્લમને ગુસ્સો આવ્યો, ફરમાવ્યું : 'તમને તો બાંદી ગુલામ આપું અને મારી ઉમ્મત ભૂખી રહે.' આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પોતાને અને પોતાનાને કુર્બાન કરીને ઉમ્મત બનાવી છે, તમે તમારા ઐશને કુર્બાન કરી ઉમ્મતને બચાવો. કવમ, વતન, કબીલાના બનીને ન ચાલો, અલ્લાહના બનીને ચાલો. પરદેશીઓ અને સ્થાનિકોનો પ્રશ્ન હો તો તેને ઝુલ્મનો ના'રો ન બનાવો. સિંધી અને પઠાન કહ્યું તો એ ઝુલ્મનો ના'રો છે. માણસ ઝુલ્મ કરે, જહાલત અને ઘાતકીપણા પર મદદ કરે તો નમાઝ, રોઝહ મોંઢા પર ફેંકીને મારી દેવામાં આવે છે. અહિં લગી કે મુસ્લિમ અને ગેર મુસ્લિમ પ્રશ્ન પણ નથી. મુસ્લિમે હિન્દુને માર્યો અને મુસ્લિમની મદદ કરી તો તમે ઝાલિમ બન્યા. દરેક પ્રશ્નમાં ઘટનાની તહકીક કરો, સિંધીએ પંજાબીને માર્યો, પંજાબીએ પઠાણનો માલ દબાવ્યો, હવે કહો કે ઝુલ્મ અને ઈન્સાફનો પ્રશ્ન છે. મુસલમાનથી ઈન્સાફ અપાવવો છે. ઇન્સાફવાળા માથા પર આવે છે અને ઝુલ્મવાળા પગો પર પડે છે. ઈન્સાફ પર ખુદા ઉપર લાવશે. કવામયત, ઝાતપાતના પાયા પર મદદ ન થશે. કોણ ઝાલિમ છે ? એ જોવામાં આવશે.

આ ત્રણે લાઇનોમાં અલ્લાહને રબ માનીને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના તરીકા પર આવો તો રોકેટ અને એટમ બોમ્બથી ખુદા સુરક્ષિત કરશે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના તરીકા પર કરશે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના તરીકા તૂટવા પર ન માનનારાઓને ચરણોમાં નાખે છે અને માનનારાઓને માથાંઓ પર લાવે છે. પહેલાં ઇબાદતને શક્તિશાળી બનાવે. પછી ત્રણે લાઇનોને અલ્લાહના રબ હોવા પર અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના તરીકા પર ઉઠાવો તો ખુદા મદદ કરશે. આથી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે કમાણી અને ઘરની રચના કરી. તે પર આવવું આસાન થશે, અલ્લાહ આસાન કરશે.

યૂરોપવાળા લોહી લેનાર છે અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાનું લોહી આપનારા છે. તો હવે દર્શાવે કે હાલના મુશરિકો, નાસ્તિકો યહૂદ અને નસારાએ જે ખૂન કર્યાં છે, તેને નિહાળશો તો આપ સલ્લલ્લાહુ અલ-યહિ વ સલ્લમનો તરીકો મહબૂબ બનશે. જ્યારે અલ્લાહના રબ હોવાનો યકીન હો, આથી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે સમયોનો ક્રમ કાયમ કર્યો. આખા વર્ષમાં ચાર મહિના મદની સહાબા (રદિ.) પોતાનો માલ લઇને ખુદાના માર્ગમાં નીકળ્યા, જેથી ઇબાદતનું વાતાવરણ દુનિયામાં કાયમ થાય અને આઠ માસ પોતાના સ્થાને રહેતા. અર્ધો દિવસ મસ્જિદમાં અને અર્ધો દિવસ કારોબારમાં, અર્ધી રાત મસ્જિદમાં અને અર્ધી રાત ઘરે. એ દ્રષ્ટિએ ચાર માસ સ્થાનિક ઇબાદતનું વાતાવરણ બનાવવા માટે, બે માસ કારોબાર, બે માસ ઘરના માટે અને ચાર માસ બાહ્ય હલચલ

અને ગતિ વિધિ કરતાં ઇબાદતનો માહોલ બનાવવાના માટે.

જ્યારે એક વર્ગ મહની સહાબાના ક્રમ પર પડી જાય, તો દુનિયામાં દીન પ્રસરે અને એ તો ઉત્તમ ક્રમ છે અને બીજો અદના ક્રમ છે અને તે એ છે કે એકવાર ચાર માસ આપે અને પ્રતિ વર્ષ ચાલીસ દિવસ અને દર માસ ત્રણ દિવસ અને દર અઠવાડિયે બે ગશ્ત અને દરરોજની તા'લીમ અને તસ્બીહની પાબંદી અને અઠવાડિક ઇજતિમાઅ, આ ક્રમ એવો છે, જેમ આંગળીઓ કપાવીને શહીદોમાં નામ લખાવવું. દર અઠવાડિયે બિલાલ પાર્કના ઇજતિમાઅમાં રાત પસાર થાય. ઇબાદતનો આ ક્રમ કાયમ કરો. કોઇ દિવસ નમાઝ શક્તિશાળી બની જશે અને ખુદા તમને તે માર્ગે ઝળકાવીને રહેશે. હવે બોલો, કોણ કયા ક્રમ પર આવે છે?

આ બયાનના પછી લોકોથી ચિલ્લા, ત્રણ ચિલ્લાના સમયો નક્કી કરવામાં આવ્યા. તે પછી એક સાહબના નિકાહ પઢવાની દરખાસ્ત કરવામાં આવી. હઝરતજી (રહ.) એ નિકાહ પઢાવ્યા. તબિયત પહેલાંથી જ અસ્વસ્થ ચાલી રહી હતી, એ માટે કે પૂર્વ અને પશ્ચિમ પાકિસ્તાનનો આસરે દોઢ માસથી નિશ્ચિત પ્રવાસ રહ્યો, રાત અને દિવસ હદપાર શ્રમ અને મહેનતના કારણે રાહત અને આરામનો મવકો મળ્યો ન હતો. આથી પોતાની હમેશની આદત વિરુદ્ધ માત્ર એક મિનિટની દુઆ ફરમાવીને નજીકના ઉતારા તરફ તશરીફ લઇ જઇ રહ્યા જ હતા કે સઅદ બિન હાફિઝ મુહમ્મદ સિદ્દીકને તેડીને ફરમાવ્યું કે મને ચક્કર આવી રહ્યા છે અને તેનો હાથ પકડીને ચાલતા રહ્યા, અહિં લગી કે અચાનક ઝમીન પર બેસતા ચાલ્યા ગયા. પડતાં જ

પરસેવે રેબઝેબ થઈ ગયા. માંડ માંડ પલંગ પર લાવીને સુવડાવવામાં આવ્યા. બેહોશી પથરાઈ વળી, હકીમ સાહબે દવા ખવડાવી. થોડીક મિનિટ પછી ભાનમાં આવ્યા. ઇશાની નમાઝ બે માણસો સાથે મળીને રાત્રે સાડા ત્રણ વાગે અદા કરી. પછી સવારે ફજરની નમાઝ અદા ફરમાવી. મવલાના ઇન્આમુલ હસન સાહેબને પોતાની કિતાબોની ઝકાત કાઢવાની વસીયત કરી. ડૉક્ટર સાહબે તપાસીને કહ્યું કે હવે ભયથી મુક્ત છે; પરંતુ ઘણી જ કાળજી લેવામાં આવે. જ્યારે સર્વ લોકો જુમ્આની નમાઝના માટે મસ્જિદે ચાલ્યા ગયા તો પુન: હાલત બગડી ગઈ. બે માણસોની સાથે મળીને નમાઝ ઈશારાથી અદા ફરમાવી; પરંતુ શ્વાસ ઉખડી ચૂકયો હતો, વારંવાર રબ્બિયલ્લાહુ રબ્બિયલ્લાહુ પઢી રહ્યા હતા. અહબાબ જુમ્આનો ફર્ઝ અદા કરીને આવ્યા. આપે ફરમાવ્યું : 'કદાચ અંતિમ સમય છે. સર્વ લોકો કુર્આન પઢે અને ઝિક્ર કરે અને પોતે હિઝબુલ આ'ઝમની દુઆઓ પઢવામાં મશ્ગૂલ થઈ ગયા. ખાસ કરી તે દુઆ, જે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મક્કહના વિજય ટાણે પઢી રહ્યા હતા. અર્થાત્ લાઈલાહ ઇલ્લલ્લાહુ વહદહૂ અન્જઝ વઅદહૂ વનસર અબ્દહૂ વહઝમલ્અહઝાબ વહદહૂ જીભ પર હતા અને અન્જમ વઅદહૂ પઢતાં શહાદતના આંગળી આસમાન તરફ વારંવાર ઉંચી કરતા હતા. એટલામાં ડૉકટર આવ્યા અને હૉસ્પિટલ લઈ જવાનું સૂચન કર્યું. હઝરતજી (રહ.)એ હૉસ્પિટલની વાત સાંભળી તો ફરમાવ્યું : 'ત્યાં અવરતો હશે, હું ન જઈશ.' ડૉકટર અને અન્ય અગ્રેસર વ્યક્તિઓએ અર્ઝ કરી : 'હઝરત ! એક અવરત પણ નજીક ન આવશે.' ફરમાવ્યું : 'પછી કશો

વાંધો નથી.' અંતે એક મોટી કારમાં સુવડાવવામાં આવ્યા. ફરમાવ્યું : 'મારી સાથે કોણ ચાલી રહ્યું છે ?' મવલાના ઇન્આમુલ હસન સાહેબ અને હાફિઝ મુહમ્મદ સિદ્દીક સાહબ વિગેરેએ કહ્યું કે અમે સર્વ સાથે છીએ. આપે ફરમાવ્યું : 'મારી સાથે કોઈ નથી આવતું. બસ, અલ્લાહ સાથે છે.'

આખા રસ્તે 'લાઇલાહ ઈલ્લલ્લાહ'નો વિર્દ મુખે ચાલુ રહ્યો. એકવાર પૂછ્યું : 'હવે હૉસ્પિટલ કેટલે દૂર છે ?' કહેવામાં આવ્યું : 'બસ, પહોંચી રહ્યા છીએ.' હવે લાઇલાહ ઇલ્લલ્લાહની આવાઝ ઝરા ધીમી પડી ચૂકી હતી. પછી હોઠ કલિમહ તય્યિબહ પઢવાથી હાલતા રહ્યા. અહિં લગી કે હૉસ્પિટલના દરવાઝે જ હકની રહમતે એ બેચેન રૂહને આગળ વધી, પોતાની ગોદમાં લઇ લીધી અને વર્ષોના થાકેલ મુસાફિરે રફીકે આ'લા પાસે જઈને આરામ લીધો. ઈન્ના લિલ્લાહિ...

